# હિન્દુ રાજ્યમાં હુમલાઓ



: પ્રયોજક તથા પ્રકાશક :

હાશિમ યુસુફ ભરૂચા "જાર"

| | | |
|---|---|---|
| પ્રત ૨૦૦૦ | જુન ૧૯૩૭ | આવૃત્તિ ૧ લી |

કીંમત ૨ પૈસા


મુસ્લિમ-ગુજરાત પ્રેસ, સુરત.


હતા તેમાં

# હિન્દુરાજ્યનો હુમલો.

નામદાર બ્રિટીશ હુકુમત ઉપર "હિંદુરાજ્ય"નો સન ૧૯૩૦ ઇસ્વીનો હુમલો, ઇતિહાસનાં પાનાંઓને શોભાવશે કે કેમ ? એ સવાલ આજે જગ બત્રિશીએ ચઢેલ છે.

લોર્ડ રીડીંગનાં અમલમાં આ ચળવળ સુવાન થઇ, પણ તે વખતે એનું નામ "સ્વરાજ્ય" હતું. પણ આજે એનુ નામ, અને એના ઇરાદાઓ બદલાયા છે, તેનાં શા કારણો છે ? અને તે કોણ કોણને આભારી છે ? એ વાત ઢાંકે ઢાંકેલી રહે, એ બનવા જોગ નથી.

મને ચોકકસ યાદ છે કે સન ૧૯૨૨ ની શરૂઆતમાં હું મારા કેટલાક દોસ્તો સાથ સેહેલ માટે પાંચ સાત દિવસ વાડીએ ગયો હતો, જ્યાં એક વખતે પાનાઓથી દિલ બહેલાવતા હતા, એટલામાં અમારે ત્યાં એક પરોણો આવ્યો. જેની વય ૭૦ થી પણ વધુ હતી. મેં પત્તા ખેલતાં તેને અસહકારની ચળવળ વીશે પુછ્યું કે હાલ જે આ ચળવળ ચાલે છે, એ માટે તમારો શો મત છે ? તેણે એવો સુંદર જવાબ આપ્યો કે તે વખતે તેની તિવ્ર બુધ્ધિ ઉપર ખરાં અંતઃકરણે પણ એક આફ્રીન પોકારી. અમો તે વખતે સાત હાથનો ગેમ
તેણે અમને પુછ્યું કે આ પાનાંઓમાં રાજા,

રાણી, ગુલામ, દસ્સો, વિગેરે જેટલાં પાનાંઓ છે એમાં સર્વને જીતી શકે એવું કયું પાનું છે? અમોએ જવાબ આપ્યો કે એકકો. ત્યારે તે વૃદ્ધ માણસ કહેવા લાગ્યો કે ભાઈઓ આ ચળવળમાં જ્યાં સુધી ઐકયતા છે ત્યાં સુધી એની જીત કોઈ પણ સંદેહ વગર છે.

ખરેખર! એક ઘણીજ સાદી સમજનો માણસ પણ ઉપલી વાતથી નકાર કરી શકતો નથી, કારણ કે આ વાત જગતએ માની લીધી છે, કે ઐકયતાનું ભાગ્ય જગતના ઉતપન્ન કર્તાએ ચકચકિત બનાવ્યું છે. એમ છતાં જો કોઈ મુર્ખ ગુસ્સાના અવેશમાં પોતાને મોઢે એવા ઝેરી વાકયો ઓગળે કે અમને....ની પણ જરૂર નથી, અને...ની પણ જરૂર નથી, એઓ વગર પણ અમો હમે હિંદુરાજ્ય પ્રાપ્ત કરી શકીશું, તો એ કેવળ મુર્ખતા છે.

તે વખતે નેતાઓ ગામે ગામ ફરી લોકોને ઐકયતાનો ઉપદેશ કરતા હતા, અને જગેજગ "હિંદુ મુસ્લીમકી જય" નાં નાંદો સંભળાતા હતા, તે વખતે એ ચળવળનાં છેવટનાં મીંડું શા કારણે આવ્યું? તેનું જ્યારે આપણે તિવ્ર અવલોકન કર્યે છીયે, તો સાફ જણાઈ આવે છે, કે તે ઐકયતા માત્ર મોઢેનીજ હતી.

સ્વરાજ્યની પહેલી લડત વખતે હિંદુ મુસ્લીમમાં સંપુર્ણ ઐકયતા હતી, એ વાત જેઓ માને છે, તે તદ્દન ભુલ ભરેલી છે. કારણ કે મુસ્લીમો તે વખતે જે કાંઈપણ કરતા હતા તેમાં

"ખીલાફ્તનો" સવાલ મુખ્ય હતો, અને એ મુસ્લીમોનો એક ધાર્મિક સિધ્ધાંત હતો, તે સમયમાં સ્વરાજ્યની ચળવળે કાંઇ એક વધુ જોર પકડયું હતું, કારણ કે હિંદુઓ ખીલાફ્તનાં કામમાં મુસ્લીમોનું હૃદય હરવા માત્ર મોઢે કાંઈક ભાગ લેતા, કે જેથી બદલામાં મુસ્લીમો સ્વરાજ્યનાં સિધ્ધાંતમાં હિંદુઓનો સાથ આપે. એનું નામ ઐકયતા નથી, ઐકયતા તો તેજ વખતે કહી શકાય કે જેમ દુધમા ખાંડ ભેળાઈ છે, તેવી રીતે ભેળાઈને રહે તો તેને ઐકયતા કહી શકાય.

અહીયાં તો મુળ ઐકયતા તો હતીજ નહીં. અને એક મુદ્દતે જે આ તુટીપુટી અઈકયતા થઈ તેનો અંત પણ ઘણુંજ ટુંક સમયમાં આવી ગયો. એ અઇકયતા શા કારણે નષ્ટ થઈ, અને હિંદુ મુસ્લીમોમાં પહેલાંથી પણ વધુ દુશમનાવટ ઉતપન્ન થઈ તેનાં કેટલાંક દેખીતાં કારણો નીચે પ્રમાણે છે.

(૧) આ તુટીપુટી અઈકિયતા નષ્ટ થવાનું મુળ તો એ છે કે હિંદુ ભાઇઓ એમ સમજવા લાગ્યા કે આપણે અઈકિયતાના શબ્દથી જે મુસ્લીમોને આપણી જાળમાં ફસાવ્યા છે, માટે હાલ તુર્તતો મુસ્લીમોને ગૌવધથી અટકાવવા જોઇએ, અને તે માટે જે મુસ્લીમોનાં લીડરો બની બેઠા હતા તેઓ પર પહેલાં ગૌવધને અટકાવવા માટે સવાલ નાંખ્યો, કે જે સવાલને સ્વરાજ્ય સાથ કશો સંબંધ ન હતો, તેમ એ બીચારા લીડરો ધર્મને નામે તો ભમરડા હતા. એટલે જેમ ફેરવ્યા તેમ ચકકર ખાવા લાગ્યા. પણ જેઓ એ વાતને

સારી રીતે સમજતા હતા, કે કુરબાની તો ઈસ્લામનું ધર્મચિન્હ છે, તેઓમાં અને ભમરડાઓમા પહેલાં ફુટ પડી. અને સામ સામા કાગળ, કલમથી યુદ્ધ થયું. પરિણામમાં ભમરડાઓની હાર, અને ધર્મિઓની જીત થઈ. એ લડાઈમાં જે કાંઇ ભાંગ્યો તુટયો સંપ હતો તે પણ ધીમે ધીમે મટતો ગયો.

(૨) ઉપર પ્રમાણે કુસંપનો પ્રવાહ વધતો ગયો ત્યારે કેટલાક મહાન બુદ્ધિમાનોએ વિચાર્યું કે હિંદુ મુસ્લીમ સંપુર્ણ અઈકયતા અશકય છે, જેથી શુધ્ધિ, સંગઠનની ચળવળમાં પ્રાણનો પાતળો વાયુ મુકયો, કે જો હિંદના મુસ્લીમોને આપણે મોટે ભાગે શુદ્ધ કરી લઈશું તો બાકી જે રહેશે તેને હિંદમાંથી હાંકી કાઢીશું એટલે સંપુર્ણ અઈકયતા થશે તો સ્વરાજ્ય પ્રાપ્ત કરવામાં કાંઈપણ વિલંબ લાગશે નહીં, અને ઘણીજ શાંતિ સાથ હિંદુરાજ્યનો અમલ હંમેશ માટે હિંદમાં રહેશે.

ગૌવધે ચણગારી તો મુકી હતી કે શુધ્ધિએ તે ઉપર તેલ રેડયું. ભડકો એક સાથ એવો જોરથી થયો કે ઠામ ઠામ હુલ્લડોનો જવાળા ફાટી નીકળ્યો, કેટલી બધી લાંબી બુધ્ધિના આ મહાન નરો થઈ ગયા, કે એમનાં ઠોઠ ભેજાંઓમાં આ વાત કેવી રીતે સમાઈ શકી કે થોડા સમયમાં મુસ્લીમોનો મોટો ભાગ શુધ્ધ કરી લઈશું, અને બાકીનાંઓને હિંદથી હાંકી કાઢીશું. મુસ્લીમો શુધ્ધ કરી લેવા કાંઇ લાડુઓનો પ્રસાદ ન હતો, એતો લોખંડના ચણાથી પોતાના દાંતો તોડવાનાં પ્રયત્નો હતા.

ઉપરની એ ચળવળથી અઇકયતાની ઠાઠડી તો મસાણે પહોંચી ગઇ.

(૩) હવે પહેલાં જે સંબંધ હતો તેથી પણ વધુ દુશમનાવટ જે ઉતપન્ન થઈ તેનું કારણ મસજીદ પાસે વાજીંત્ર એ વાજીંત્રોએ દુશમનાવટ એટલે સુધી વધારી દીધી કે ઠામ ઠામ અને જગેજગ મોટાં મોટાં હુલ્લડો થયાં અને પરિણામ એ આવ્યું કે ઘણાઓનાં પ્રાણ ગયા હજારો કોડી કોડી વગરનાં થયા, અને ઘણાઓ વગર ગુનાહે જેલ-યાત્રાએ સીધાવ્યા. અને જે સંબંધ પહેલાં હતો તેનો અડધો તો શું પણ માત્ર નામનોજ રહ્યો એમ કહીયે તો તેમાં જરાએ અતિશયોક્તિ નથી અને જે માટે એ બધું થયું તે સ્વરાજ્ય માટે તો છેવટમાં તેજ ચકરડું. જ્યારે આપણો સવાલ માત્ર સ્વરાજ્યજ હતો, ત્યારે તે સિધ્ધાંતની વચ્ચે ગૌવધ, ને થોડા દિવસ થોભાવી રાખ્યો હોત તો શું બગડ્યું થઇ જાત? સ્વરાજયનીજ અભિલાશા હતી તો થોડો સમય એ શુધ્ધિ જાત, અને સંગઠન બાઇને પરદામાંજ છુપાવી હોત તો શું નુકસાન થઇ જાત? પણ એમ કેવી રીતે થઇ શકત? વિનાશકાળે વિપરીત બુધ્ધિ આજે હિંદુમુસ્લીમમાં કુસંપથી જે જાત જાતનાં તરેહવાર નુકસાનો થાય છે, એથી સમજદાર વર્ગ કયાં અંજાણ્યો છે?

હવે જ્યારે હિંદુ મુસ્લીમ અઇકતા અશકય લાગી ત્યારે હિંદુ રાજ્યની સ્થાપનાનો નિશ્ચય દ્રઢ થયો.

મારા હૃદયમાં હિંદુસ્તાનની બહાદુરી માટે માન છે. એમ છતાં આગળા ઈતિહાસોનાં પાનાંઓનો નાશ જગતમાંથી કેવી રીતે કરવો એ મારી શકિતથી બહાર છે. સન ૧૫૨૬ ઇસ્વીમાં જ્યારે બાબર દસ હજાર પઠાણોનું લશકર લઈ દિલ્હી પર ચઢી આવ્યો, ત્યારે ઇબ્રાહીમખાં લોદી એક લાખ પઠાણોનું લશકર લઇ પાણીપતનાં મેદાને તેનો મુકાબલો કરવા ગયો, એક લાખનું લશકર હોવા છતાં હાર્યો. છેવટની ઘડીએ જે વાકયો તેનાં મોઢામાંથી નીકળ્યાં તે એ હતાં કે બાબર તું પુલાઈ નાં જતો મારા દાદા બેહુલોલ લોદીએ સૈયદવંશના છેલ્લા શાહ અલાઉદ્દીનને આજ પ્રમાણે શીકસ્ત આપી હતી તું જે દસ હજાર પઠાણોથી મારા લાખ પઠાણો પર આજે જીત મેળવી શકયો છે એતો હિંદના પાણીને આભારી છે.

દિલ્હીમાં એક આ વાત વિખ્યાત છે કે એક વાણીયાને છોકરો ત્રણ દિવસ સુધી નીશાળે ન ગયો, જ્યારે શિક્ષકે ત્રણ દિવસની ગેરહાજરીનું કારણ પુછ્યું તો તેણે જવાબમાં જણાવ્યું કે "બકરીને સીંગ ચલાઈ તો મુજે તીન દીન તપ આઈ." કેટલો બહાદુર છોકરો કે બે બકરા લડયા તો તે જોવાથી એને ત્રણ દિવસ સુધી તાવ આવ્યો.

હાલની ચળવળ શાહી લાઠીઓ, અને તોપનાં ગોળાની સામે ટકકર ઝીલવાની હાલતો નજરે પડે છે. કારણ કે સરકારી અગરો પર હુમલો કરવો શાહી ખજાનો લુટવા બરોબર છે.

એની સામે સરકાર કાયદા પ્રમાણે જે કાંઈ પગલાં ભરે તો તે અયોગ્ય તો નજ કહેવાય. એક સાધારણ માણસ પોતાનો ખજાનો લુટાતો હોય તો તે વખતે જીવતોડ કોશીશો કરે છે, અને તેમાં કેટલાંક કરેલાં અયોગ્ય કામો પર પણ જ્યારે ઢાંપ પીછોડો કરવામાં આવે છે, ત્યારે આતો સરકાર છે, એ કાંઇ એમને એમ કાંઈ પણ કર્યા વગર બેસી રહે એતો નજ થઈ શકે. જે બહાદુરો લાઠીઓ, અને ગોળીઓનો મુકાબલો કરવા હાલ બહાર પડયા છે, એઓની બહાદુરી માટે હાલ તો કાંઈ કહી ન શકાય. પણ એકવાર ગોળીઓ ખાવા પછી બીજા કેટલા બહાદુરો બહાર પડે છે એ જોવાનું છે. કોઈ ગમે એમ કહે પણ હું તો એમ કહીશ કે સરદાર તો બહાદુર હોવો જોઈએ, અને વણિક કોમની બહાદુરીતો વિખ્યાત છે. જેનું એક દ્રષ્ટાંત હું ઉપર આપી ચુકયો.

હવે જો કોઇ સાહેબ એમ કહે કે અમારો પ્રાણ જશે તો પણ અમો કોઈ શાહી સીપાહી પર હાથ પણ ઉગામીશું નહીં, તો હું કહીશ ત્યારે આ ફોકટમાં પ્રાણ ગુમાવવો એ કઈ બુધ્ધિનું કામ છે? શું સ્વરાજ પ્રાપ્ત કરવા માટે આ મીઠાંનાં અગરો પર હલ્લો લઈ જવો એજ એક રસ્તો છે? કે એનાં કાંઈ બીજાં પણ સાધનો છે? શું એક માણસને હાથ એક બીજા માણસનો ખજાનો કબજામાં આવે, હવે આ બીજો માણસ તેની પાસે એવી રીતે માંગણી કરે કે જો તું મારી દોલત મને આપી દે? નહીં તો હું

તારા ખજાના પર લુટ ચલાવીશ. શું આ માંગવાની રીત પસંદ કરવા જોગ છે? માંગણી રીત સર થવી જોઈએ, અને દાદ કાયદા પ્રમાણે માંગવી જોઇએ. મને તો લાગે છે કે આ બીજા હુમલાનું પરિણામ ઘણુંજ જલદી આવી જશે અને તે ખરેખર ઈતિહાસનાં પાનાંઓને લજાવશે. આપણે આપણી લાયકાત પ્રમાણે વર્તવું જોઈએ, ફોક!માં પ્રાણ આપવો કાંઈ પણ લાભ કરશે નહીં, કારણ કે મરવા કે મારવાની લાયકાત તો જ્યારથી હાથથી તલવાર ગઇ ત્યારથી નષ્ટ થઇ ગઇ છે. હવે જે જોવાનું છે તે એ છે કે આપણે સ્વરાજ્ય માટે કઈ કઇ શકિતઓનો ઉપયોગ કરી શકીયેં છીયેં કે જે શકિતઓ લાભકર્તા નિવડે. આ અગરો પર હલ્લાનું સાધન તો તદ્દન 'પાછળથી શરમાવે એવું લાગે છે. દરરોજનાં પાંચ રૂપીઆ કમાતો કારીગર આખા દિવસમાં બે ચાર આનાનું સુતર કાંતે એ કઈ ઉનાંત છે? મીયાંને ચકલી વડાડતો જોઈ ઘરમાં ભરાઇ જનાર બહાદુર બંદુકની ગોળી પોતાની છાતી પર કેવી રીતે ઝીલશે?

જે બળવાન સરકાર રાઉંડટેબલ કોનફરંસ ભરી હકો આપવા આતુર છે, અને તેનાં આમંત્રણો મોકલે છે. તેમાં જવાથી શું નુકસાન છે? બે મન મુજબનાં હકો ન મળે તો વળી રીતસર માંગણી કરવી, અથવા કોઈ બીજો એવો રસ્તો ખોળી કાઢવો કે જેથી પબલીકને નુકસાન ન થાય, અને મન મુજબનાં હકો પણ મળે. તો તે પ્રમાણે વર્તવામાં શો

વાંધો છે? જ્યારે મરવા કે મારવાની આપણામાં શકિત નથી ત્યારે એવો સાહાસ ઉઠાવવાથી શો લાભ?

આપણાં નામદાર લિડરો પણ કેટલા વિશ્વાશપાત્ર છે, તે બાબત પણ આપણે તપાસવી જોઈએ, એક વખતે જેઓ સંપુર્ણ સ્વરાજનાં હીમાયતી હતા, તે વખત આવે વડી ધારાસભામાં મીયાં મીઠુ બની ના. વાઈસરાય સાથે કેવા ચાય લેતા હતા. શું એવી બાબતો ધ્યાન દેવા જોગ નથી? શું એવા નામવરો જાતી વડાઈ વગર કોઈ બીજી ચીજને ચાહે છે, એમ કોઇ એઓની હરકતો જોયા પછી પણ કહેવાની હીંમત કરી શકે છે?

હું છાતી ઠોકી કહી શકું છું, કે મીઠાંનાં અગરો ઉપર હલ્લો કરવો એ સ્વરાજય સીડીનું પગથયું તો શું પણ એક મીનારાની ટોચે ચઢેલા માણસને ઠેઠ ભોંય તળીયે ગબડાવી દેવા માટે ધક્કો છે. કારણ કે આપણી બહાદુરીનાં દ્રષ્ટાંતો પ્રત્યક્ષ છે, અને આ કામમાં બહાદુરીની ખાસ જરૂર છે, અને જે બહાદુર કોમનો સાથ હતો તે સાથ તો તેઓપર બીન જરૂરી જુલમો કરી ગુમાવ્યો છે, અને જુલમોનો વરસાદ હજી સુધી ચાલુજ છે. જેઓએ સુંદર સાથ આપ્યો તેઓ પર ગૌવધ માટે દુઃખનાં દાવાનળ, મસ્જીદો પાસે વાજીંત્ર વગાડી તરેહવાર આફતોનાં વાદળો તોડી પાડયા, શુધ્ધિની કઢંગી ચળવળને આગળ કરી હૃદયો વિંધી નાંખ્યાં, તરેહવાર શાહી પકડોમાં

પકડાવી પૈસે ટકે ખ્વાર કરી મોટી મોટી સજાઓની જાળમાં સપડાવ્યા, તેઓના મહાન પેગંબર હુઝરત મોહમ્મદ (સલ.) ની આલી જનાબમાં તથા આકાશી સર્વથી શ્રેષ્ટ પુસ્તક પવિત્ર કુરાનની બે અદબીઓ કરી કેટલાકને ફાંસીને માચડે ચઢાવ્યા, તેમ હજી સુધી આ ધિક્કારને પાત્ર હરકતો જગેજગ અને ઠામે ઠામ ચાલુજ રાખી શાહી અગરો પર ખાસ ગુજરાતનાં બહાદુરોથી હલ્લો કરી વિજય મેળવવાની અભિલાશા છે? કોઈએ ખરૂં કહ્યું છે કે "મયદાન તો મરદોજ મારી શકે છે." શું ! ત્યાંથી નાશી છુટવાની વાતો વર્તમાન પત્રોએ ખોટી પ્રગટ કરી હશે?

મુસ્લીમો તો આ કામમાં સાથ ન આપે કારણ કે તેઓનાં હૃદયનાં ઘા હજી રૂઝાયા નથી. તેમ હજી તો તાજા ઘા દિન પર દિન થતા જાય છે. એમ છતાં જો કોઈ મુસ્લીમ કોઇ દાબ, કે મોટાઈ, કે મુર્ખતાનાં કારણે ભાગ લે તો એ તેનાં ભાગ્યની વાત છે. પણ હિંદુભાઈઓની ઈસ્લામ પ્રત્યેની હાલની ચાલુ ચળવળ જોતાં તો દરેક મુસ્લીમે આ ચળવળમાં હિંદુભાઈઓનો સાથ આપવો ન જોઈએ.

સ્વરાજ્ય દરેકને પ્રાણથી પણ વધુ વ્હાલું છે. પણ આ ચળવળ તો હિંદુ રાજ્યની છે, અને હિંદુ રાજ્યને તો હિંદુજ ભાઇ વધુ પસંદ કરી શકે.

હિંદુભાઇઓ સાથ મળી અગરો પર હલ્લો કરવા માટે અગર મહાન જમઇયત પણ કોઇ હુકમ બહાર પાડે તો તેનો

અનાદાર કાંઈ ધાર્મિક આજ્ઞાના અનાદરનાં હુકમમાં આવી શકે નહીં. હાં! એઓ આપણા ધાર્મિક આગેવાનો છે, અને આપણે માટે ખાસ ખાસ ઘણા રસ્તાઓ બતાવી શકે છે, પણ આ અગરો પર હિંદુભાઈઓ સાથ હલ્લો કરવા માટે કે હિંદુરાજ્યની પ્રાપ્તિ માટે તો એઓનું ફરમાન ધાર્મિક દ્રષ્ટીએ બંધ બેસતું પણ ન આવી શકે, તેમજ બુધ્ધિમાં પણ ન સમાઈ શકે.

શરૂઆતમાં રેંટીયાની ચળવળ વખતે લાભ ઉઠાવ્યો તો હિંદુભાઈઓએ દુઃખો ઉઠાવ્યાં તો મુસ્લીમ ભાઈઓએ હવે આ મીઠાં વખતે લાભ અને નુકસાન બન્ને એજ ભાઈ બંધ કોમને ઉઠાવવા દો, કારણ કે નફામાં તો મુસ્લીમોનો ભાગ નથી, ત્યારે માત્ર દુઃખ ઉઠાવવા શા કારણે જવું જોઈએ. આ ચળવળથી હાલ દેખીતો લાભ રાંદેરમાં તો એ થયો કે પહેલાં મીઠાંનો ભાવ સવા હતો અને હાલ સાડાત્રણ છે, અને મીઠાંનો કોઇ એક પણ વેપારી રાંદેરમાં મુસલમાન નથી. હવે એ મીઠું મોઢું મીઠું કરે છે કે દાંત ખાટા કરે છે, એ જોવાનું બાકી છે. એ મીઠું ખોદા કરેને મોઢાંનું મીઠું ઉડાવી ન દે તો ઘણું સારૂં!

હિંદુ મુસ્લીમ પોત પોતામાં સગા ભાઈને જેવા પ્રેમ ભાવથી રહે, પોત પોતાના ઝગડાઓનાં ફૈસલાઓ પોતાની પંચોમાં કરે. જ્યાંસુધી બની શકે ત્યાંસુધી સ્વદેશી માલનો ઉપયોગ કરે, બાળકોનાં કોમળ ભેજાઓમાં પોતાનાં વડી-

સોનો ખરો ઇતિહાસ ઠરાવે, પોતાનાં ધર્મ અનુસાર હરામ વસ્તુઓનો ત્યાગ કરે, કોઈ કોઈનાં ધર્મને આડે ન આવે, ખેતી વાડી હુનર ઉદ્યોગની ઉનંતિ માટે મોટાં મોટાં સાધનો ઉતપન્ન કરે, અને સર્વથી પહેલાં તો જાન જાય તોએ ન્યાયને ન તજે, એવા ગુણો જ્યારે પ્રાપ્ત થશે તો સ્વરાજ તમારે દરવાજે ઠોકતું ચાલ્યું આવશે, આતો તમો સ્વરાજ્ય લેવા દોડો છો, અને તે તમારેથી નાસે છે. આતો ઠામ ઠામ હુલ્લડોનાં નગારાં વાગે છે. જેનો અવાજ દુન્યાને આ છેડેથી બીજે છેડે સુધી પહોંચે છે, જેથી વિદેશી રાજ્યોમાં હિંદિઓની લાયકાતનાં ગીત ગવાય છે. હવે કોઈ આપણી લાયકાત માટે બે શબ્દો કહે પણ તો શા આધારે ? કારણ કે વિદેશાંતો આપણાં તુફાનનાંજ ઢંઢેરા વાગે છે. એમ છતાં કોઈ કારણે સ્વરાજ્ય પ્રાપ્ત પણ થઈ જાય તો જુગોનાં જુગો સુધી શાંતિની આશા વિયર્થ સમજવી.

જે માણુસ જે કાંઈ પણ કરે છે, તો તે પોતાની મતલબને અનુસરતુંજ કર્યો જાય છે, જગે જગ ઉઘરાણા થાય છે, તે અપાય છે, વળી અદ્રશ્ય પણ થઈ જાય છે, છેલ્લાં ગાંધીજી જ્યારે રાંદેર પધાર્યા તે વખતે ચાર પાંચ સદગૃહસ્થો તેમને નજરાનું આપવા પોતાની ટોપીઓમાં ઉઘરાણું કરવા નીકળી પડયા હતા, તેમાંથી એક ટોપી ઉપર એક મુનીરાજે એવો ચમત્કાર બતાવ્યો કે તે ટોપી પૈસા સાથ અદ્રશ્ય થઈ ગઈ, જેનો આજ સુધી પતો મળતો નથી.

સ્વરાજ્યને પ્રાપ્ત કરવા કોઈ તો કલમ ઉઠાવી શાહ અલાઉદ્દીન ખીલજીને પીછે પડયો છે, તો કોઇ અઉરંગજેબ (૨૦)ને વખોડે છે, સાહેબો ? આવા નાજુક સમયે આવી બાબતોને હાથ ધરવાથી શું લાભ થવાનો છે ? અને વળી એ વખોડ, ખોડ કાંઈ રીત સરની હોય તો સમજયા, પણ જેમ જેનાં ધ્યાનમાં આવે છે તેમ ધોળા પર કાળુ કર્યો જાય છે, મને તો આ બાબતો કાંઇ ઠીક લાગતી નથી. અને એનું છેવટ મને તો ઘણુંજ ગંભીર લાગે છે. અને સ્વરાજય માટે જે આ મીઠાંનાં કાયદાનો ભંગ આગળ ધર્યો છે, એનું પરિણામ પણ ફતેહમંદ આવે એમ મને લાગતું નથી, કારણ કે પુતનાં પગ પારણેથીજ પરખાઇ જાય છે, મને તો જે ખરૂં લાગ્યું છે તેજ સમાજ સન્મુખ ધર્યું છે. એમાં જો કાંઇ મારી કંઈ ભુલ હોય, અથવા એથી કોઈનું કાંઇ દિલ દુઃખાયું હોય તો તે માટે દરગુજ ચાહું છું, અને છેવટે વળી એકવાર મારા મુસ્લીમ ભાઈઓને ચળવળમાં ન જોડાવા માટે નમ્ર આગ્રહ કરૂં છું.

જાર.